નિઝામી ગ્રંથમાળા નંબર ૩.

# ઈદની એક અનમોલ ભેટ.

લખનાર અને પ્રગટ કર્તા.

નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશી.

માલેક-નિઝામીયા બુક ડેપો.

પાંચપટી—અમદાવાદ.

આવૃતી ૧ લી        પ્રત ૧૦૦૦

અગસ્ટ ૧૯૧૪        રમઝાન ૧૩૩૨

કીમત બે આના.

આ પુસ્તક પાંચપટી અમદાવાદમાં આવેલા ધી નિઝામીયા પ્રી. વર્કસમાં મી. નિઝામુદ્દીન અમીરૂદ્દીન કુરેશીએ છાપ્યું.

૭૮૬

# બે બોલ.



લગભગ દસ વરસ ઉપર મે આ વાર્તા લખી હતી, જે પહેલાં મુબઇથી પ્રગટ થના "કોહીનુર લક્ષમી" નામના માસીકમાં "રજની ચર્ચા" ના નામથી પ્રગટ થઇ હતી, તે બાદ સુધારા વધારા સાથે "પોલીટીકલ ભોમીઓ" પેપરમાં પ્રગટ થઇ હતી. અને આજે કેટલાક સુધારા વધારા સાથે પુસ્તકના રૂપમાં બહાર પાડવામાં આવેછે. આ વાર્તા મન ઘડત અને કલ્પિત છે.

પાંચપટી
અમદાવાદ.

આપનોજ
નિઝામુદ્દીન એ કુરેશી.

بسم الله الرحمن الرحيم



# ઈદની એક અનમોલ ભેટ.

## એક વાર્તા.

"શું તે વાતમાં વજુદ હશે?"

ઇસલામીઓનો મુકદ્દસ રમઝાન મહીનો શવ્વાલ માસનો ચાંદ દેખાવાની પુરો થએલ હતો મુંબઇનાં ઇસલામી વસ્તીવાળા

લતાઓમાં ભારે ખુશાલી ફેલાઇ રહી હતી. ભીંડી બજારનો રસ્તો વેચનાર અને ખરીદનારના પોકારથી ગાજી રહ્યો હતો. આવા ખુશી ખુશાલી અને આવતી કાલે પરોઢમાં પધારનારા પનોતા ઈદના તહેવારની તૈયારી કરનારી રાતના અગીઆર વાગે હું મારા પલંગ ઉપર પડ્યો હતો. બેચાર પાસા ફેરવ્યાં પણ મુસલમાનોના લતાની પાસેજ એટલે જે. જે. હોસ્પીટલની સામે મારૂ મકાન આવેલુ હોવાથી ઉંઘ આવી નહીં તેથી પાસે ટેબલ ઉપર પીતાં પીતાં વધેલી સીગારેટને સળગાવી બે-ચાર દમ લગાવી દીધા અને ફરી આંખો બંધ કરી પલંગ ઉપર પડ્યો. પણ એકાએક એક વાત સાંભરી આવતાંજ હું મથાળે ટાંકેલા શબ્દો પોકારી ઉઠ્યો. "શું તે વાતમાં વજુદ હશે?" મારા મનમાં આ સવાલ જન્મ પામતાંજ તરતજ જવાબ મળ્યો કે "હોય પણ"

પલંગ ઉપરથી ઉતર્યો. હાથમાં વોકીંગ સ્ટીક લઈ મકાનને તાળું વાસ્યુ અને ધબ ધબ કરતો દાદર ઉપરથી નીચે સડક ઉપર ઉતર્યો. મકાન મુકીને ભીંડી બજાર તરફ ચાલ્યો પણ ક્યાં જાઉં છું તેની ખબર નહોતી. બસ આજ સવારે મારા મીત્રે કહેલી વાતમાં મારૂ બધું ધ્યાન રોકાઈ ગયુ હતું. દર પળે તેજ વિચારો મારા મગજમાં આવી રહ્યા હતા. ભીંડી બજારની કોલાહલથી જીવ ઉચાટ થઈ ગયો તેથી કાલબાદેવીના રસ્તે મની સ્કુલ અને ફરી ત્યાંથી બોરીબંદરના સ્ટેશને આવ્યો. જો કે અત્યારે રાતના સાડા અગ્યારનો અમલ થયો હતો તોપણ સ્ટેશન ઉપર વીજળીની લાઇટ અને છેલ્લી લોકલ ટ્રેનોના પેસેનજરોની ભીડભાડથી ખરી બપોર

ન હોય તેવું દેખાતું હતું. અરધોએક કલાક પેસેનજરોની ગરબડ સરબડ જોઇ બોરીબંદરના પાછલા રસ્તાથી મોદીખાના તરફ ચાલવા માંડયું. મુંબઇ શહેરના બીજા લતાઓ કરતાં મોદીખાનાનો લતો શાંત અને બધા બેપારી વર્ગના કુટુંબોથી વસાએલો હોવાથી સાડા અગ્યાર વાગતામાંજ બધે ચુપકી પથરી રહી હતી

હું મારે ઘેરથી અત્યારે કેમ નીકળ્યો ? એ સવાલ મનમાં પેદા થઇ રહ્યો હતો. અને અત્યારે કઇ તરફ જઇ રહ્યો છું ? શું કરવા જાઉં છું ? એ સવાલોએ મારા મન ઉપર વેગ નાંખ્યો હતો. વળી ચોપાટી, પાલવા કે બીજા કોઇ દીલચસ્પ સ્થળે ન જતાં મોદીખાના જેવા સુમસાન રસ્તે શા માટે આવ્યો? આ વિચારો મારા મનમાં જન્મ લેતાંજ આજ સવારથી મારા મનમાં ખટકી રહેલી વાતની ફરી યાદ આવી ગઇ અને તે માટેજ ઘે ઉપર મારા મુખથી નીકળેલા શબ્દો ફરી નીકળ્યા "શું એ વાતમાં વજુદ હશે ? ના ! ના ! તેઓ એવાતો નથી પણ કદાચ હોય તો ? સાચું જુઠું તો ખુદા જાણે પણ કેહનાર માણસ કાંઇ લબાડ નથી."

એક વાત જે આજ મારા એક સ્નેહીએ મને કહી હતી અને જેને સાંભળી હું અજાયબીમાં ગરકાવ બની રહ્યો હતો તથા જેના વિચારોના વાદળાંઓ અત્યારે મારા મન ઉપર ફેલાઇ ગયાં હતાં અને તેનાજ સબબે હું બાહોશીમાં બેહોશ બન્યો હતો, જાણીતો થઇને અજાણ્યો થયો હતો, દુનીયાદારીમાં બેગુન્હ થયો હતો. અત્યારે ક્યાં જઇ રહ્યો છું તેની પણ ખબર

નહોતી ટુંકમાં એટલું કે મને મારા તન બદનનું લગારે ભાન રહ્યું નહોતું. જે વખતે હું તદન બેહોશીની હાલતમાં મોગીખાનાની સડક ઉપરથી પસાર થઇ રહ્યો હતો તે વખતે પાસેની બીલડીંગ-માંથી એક ઝીણી ચીચીઆરી સંભળાઈ. જે સાંભળતાંજ મારા મન ઉપર ફેલાએલા વિચારોનાં વાદળાંઓ વિખેરાઇ ગયા અને હું તરતજ ચોંકીને ચારે બાજુએ જોવા લાગ્યો. તો બીલડીંગમાં અંધારૂં તથા બીજે ઠેકાણે ચુપકીદી પથરાએલી જણાઈ તેથી ચીચીઆરીને માત્ર એક ખાલી ખયાલ સમજી આગળ જવાની તૈયારીમાંજ હતો કે ફરી તેજ ચીચીઆરી લગાર જોરથી પાડેલી સંભળાઇ. બસ આ સાંભળી મને વિચાર આવ્યો કે પહેલી સાંભળેલી ચીચીઆરી કાંઇ ખાલી ખયાલની પેઠે નહોતી પરંતુ ખરેખર કોઇ દુખી દીલમાંથી નીકળેલી બુમ હતી. હજુ હું આટલો વિચાર કરી આગળ હકવાનો વિચાર કરતો હતો કે એક વધુ ચીચીઆરીની સાથે નીચેનું વાક્ય સંભળાયું.

"જાવ! જાવ! ચાલ્યા જાવ—તમારૂં કાંઇ નહિ વળે"

આ સાંભળતાંજ મેં હામ બીડી, અને ગરીબના વહારે ચઢવાનો પકકો વિચાર કીધો. "ખરેખર કોઇ અનાથ બાળા મદદ માંગી રહી છે, ખરેખર કોઇ બેવકુફ જુલમ કરી રહ્યો છે, માટે ચાલ જીવ અનાથની સહાય કરવા તઇયાર થઇ જા" હું તરતજ પાછો ફર્યો અને જે બીલડીંગમાંથી ચીચીઆરી સંભળાઇ હતી તે તરફ વળ્યો કે પાછી તેજ ચીચીઆરી ઉપલાજ અફસોસના શબ્દોમાં

સંભળાઇ. હું બનતી તાકીદે બીલ્ડીંગની સીડી ઉપર ચઢી પહેલાજ માળા ઉપરનાં બારણા પાસે ઉભો રહયો. બારણું માત્ર મારો હાથ અડકવાથી ઉઘડી ગયું. એટલે હું સાવચેતીની સાથે અંદર દાખલ થઇ ચારે બાજુએ નીહાળવા લાગ્યો. બારણામાં પેસતાં ભારે અંધારૂં જણાયું પણ હીમત રાખી સામેના ઓરડા ઉપર નજર નાંખી તો તના બારણાની ફાટમાંથી લેમ્પનું અજવાળું આવતું જણાયુ. એટલે તે ફાટની પાસે ઉભા રહીને નજર નાંખી તો ઓ મારા પરવર ! મેં શુ જોયુ ? બારણાની સામે છત્રીદાર પલંગ ઉપર એક તેર ચૌદ વરસની બાળા બેઠેલી હતી. જેણીના લિબાસ ઉપરથી તે ગરીબ અવસ્થાની જણાતી હતી પણ રંગરૂપ અને મનહર ચેહરાના પ્રતાપે તે ભલભલી પૈસાદાર બાળાને બાજુએ બેસાડે તેવી હતી તેણીએ અત્યારે ઘણીજ સાદી અને હલકી પોશાક પેહરી હતી પણ તેણી એક અપસરાનું ભાન ભુલાવે તેવી દેખાતી હતી. તેણીની સાદી તથા હલકી પોશાક તથા અનુપમ રૂપ જોઇ હું મનમાંજ બબડયો.

" નહિ મોહતાજ ઝેવર કા જીસે ખુબી ખુદાને દી. "

તેણીના માથા ઉપરની હલકા ગુલાબી રંગની ઓઢણી પલંગ ઉપર પડી હતી તેથી તેણીના સુંદર વિખરાયલા વાળ આજુ બાજુ-વીખરાઇ રહયા હતા. જાણે તે તેણીના રંગરૂપના દરવાન નાગની પેઠે પેહરો ભરી બુરી નજરથી જોનારને ધમકાવી રહયા હતા. તેણી અત્યારે ભારે વીચારમાં પડી હોય તેવું તેણીનો ચિંતાતુર

ચેહરો જોવાથી સાફ દેખાતું હતું અને સાથેજ તેના ચેહરા ઉપર દુઃખ તથા મુસીબતનો ધભરાટ જણાતો હતો. તેણી પોતાના વિચારોમાંજ હતી કે પલંગની પાસેનો પરદો ઉંચકાયો અને તેમાંથી એક ત્રીસ પાંત્રીસ વરસની વયનો યુવાન અંગ્રેજી લુગડામાં સજ્જ થએલો નીકળ્યો. આ આવેલા માણસને જોતાંજ હું અજાયબ થવાની સાથે મનમાં બડબડ્યો "કોણ રાજા ફતેહ જંગ!" હા તેઓજ હતા એમ ખાત્રી થતાં પાછો મારા વિચારોના પરિણામે હું બોલ્યો "આજે ભાગ સ્નેહીએ કહેલી વાત સાચી છે એમ રાજા સાહેબની આ ઠેકાણે મોજુદગી હોવાથી ખાત્રી થાય છે માટે હવે તો અહિંજ ઉભા રહીને પુરેપુરી બાતમી મેળવવી જોઇએ. ચાલો! મારો ફેરો નકામો ન ગયો. ઠીક થયું કે બીજી જગ્યાએ ન જતાં હું આ તરફ નીકળી આવ્યો."

તે પરદો ઉંચકાયો અને રાજા ફતેહજંગ બહાદુર યુવતીવાળા હોલમાં આવ્યા. અને પલંગ ઉપર પોતાની બેઠક લેવા ચાહતાજ હતા કે યુવતી પલંગ ઉપરથી છલાંગ મારી નીચે ઉતરી આવી, અને ફરી દયામણા ચહેરે બોલી.

"સાહેબ! મને ન સતાઓ!"

"હું તને ક્યાં સતાવું છું?"

"ત્યારે આશું આરામ આપો છો?"

"નહિ તો શું દુઃખ?"

"હા! હજાર વખત દુઃખ અને દુઃખ"

"દુઃખ શાનું?" રાજા સાહેબ બોલ્યા–"તું લગાર પોતાના મનમાંજ વિચાર કરીને કહે કે આ દુઃખ છે? વળી જોતો ખરી, હું કોણ અને તું કોણ? મારૂં પોઝીશન જો? મારી નામના જો? પણ માત્ર આ તારા ગુલાબી ગાલોની તાસીર સાંભળી અને તારા મનહર ચેહરાની ઝલક જોઇ તને મારો બનાવવા ચાહી બોલાવી છે માટે વ્હાલી..."

"બસ રાજા સાહેબ ચુપ રહો" યુવતી વ્હાલીનો શબ્દ સાંભળતાંજ બોલી "આ શબ્દ અને આ કરતાં પણ વધારે સારા શબ્દોથી તેણીને બોલાવો કે જેણીએ તમોને રાજા બનાવ્યા છે. હું તો કાંઇ એવી ખુબસુરત પણ નથી અને વળી તમારી પુત્રી બરાબર છું માટે મને તો દીકરીના નામથી બોલાવો."

"અરે અરે! આટલો બધો જુસ્સો?" રાજા સાહેબ લગાર હસતા હસતા બોલ્યા "તું મોટી લેકચરર છે એ તો મને આજેજ ખબર પડી? લો ચાલો ત્યારે હવેથી હું તમો વ્હાલા નામદાર બેગમ સાહેબને મારા જીગરના માલેક, મારા મનના મુખત્યાર મહારાણી સાહેબના નામથી બોલાવીશ."

"બસ રેહવા દો રાજા સાહેબ તમારી જીગરને ભેદનારી વાતો" આંખોના ડોળા ફેરવી યુવતીએ કહ્યું "તમારે એ બધા ખીતાબ તમારા ઉપર આભાર કરનારી રાણી સાહેબને અર્પણ કરવા જોઇએ હું બીચારી ગરીબ બાળા એ નામોને લાયક નથી."

"લે હવે મુક એ બદજાતનું નામ" લગાર ગુસ્સે થવાનો ડોળ કરતાં નવાબે કહયુ. "એતો આજ કાલમાંજ સ્વર્ગે સીધાવનારી છે માટે તું મારા પ્રેમને કબુલ કરી આવનારી ખરેખરી રાણીની પદવીને કબુલ કર"

"હું અત્યાર સુધી તો આપને ખરા વિદ્વાન જાણુતી હતી પણુ તમારી આ વાતે મને બહુજ અફસોસીમાં ગરકાવ કરી દીધી કે તમોને હેવાનીયતમાંથી ઇનસાન બનાવનાર ભલી રાણીના માટે નિરલજતા ભરી વાણી ઉચરી તમો તમારૂં પાણી બતાવી રહયા છો. અફસોસ" નિશ્વાસ નાંખતી યુવતીએ વધુ લંબાવ્યુ "તમારા જેવા કાબેલ અને ખાનદાનીને આવુ અપકારી પણું લગારે શોભતું નથી. માટે તમારે શરમ કરવી જોઇએ શરમ!"

"લે હવે તારી શરમને નાંખ ચુલામાં–અને હું જે કાંઇ કહું તે કર."

"નહિ કદી નહિ"

"જો માની જા?"

"જીવ જતાં સુધી તો નહિ માનું!"

જ્યારે રાજાએ યુવતીની દ્રઢતામાં પુરેપુરી પાબંદી જોઇ ત્યારે લગાર નરમ બનીને પટાવતાં કહયું–"પ્યારી! જો મારૂં કહયું માન? હું તારો જીંદગી સુધીનો ગુલામ થઇને રહીશ"

"ફરી તમોએ મને નિરલજતા ભર્યા શબ્દથી સંબોધી?"

"ત્યારે શું તને વ્હાલી, મનહરણી, માનુની, મોહીની, ચતુરા, લલના, રસીલી, છબીલી વીગેરે શબ્દોથી સબોધુ ?"

"નહિ પુત્રીના શબ્દથી"

"અફસોસ! હું તને જેમ જેમ વધારે સમજાવું છું તેમ તેમ તું મને વધારે ને વધારે પજવે છે માટે પ્યારી બધી રીસ મુકી દઈ માની જા-જો મને નિરાશ ન બનાવ. હું તો તારો સાચો આશક તારો તાબેદાર છું, તારી નયન કટારીનો ઘાયલ છું, તારા શેશનાગ જેવા વાળનો ડસાયલો છું, તારા ગુલાબી ગાલોનો ગુલામ છું, તારા રૂપનો નોકર છું, અને તારા સુંદર તથા મન મોહક સૌંદર્યનો સેવક છુ માટે વ્હાલી! મને સીધો જવાબ આપ, તુ મને ચાહે તરછોડ કે ગાળો આપ, પણ હું તો તારોજ છું, તારોજ છુ, તારોજ છું" રાજાએ પોતાનું છેલ્લું અક્કી મેટમ આપતાં કહયું.

"જાઓ જાઓ! રાજા સાહેબ ગાંડા તો નથી થયા?" યુવતીએ લગાર વિચાર કરી જવાબ આપ્યો "રાતની વખતે પીતાએ પુત્રીની પાસે એકાંતમાં ન બેસવુ જોઇએ"

આ સાંભળતાંજ રાજાના મીજાજના થર્મામેટરનો પારો એકદમ દસ ડીગ્રી ઉપર ચઢી ગયો એટલે ગુસ્સામાં આવી બોલ્યો— "બસ ચુપ!"

યુવતીએ હિમ્મત અને દ્રઢતાથી જવાબ આપ્યો "ચુપ શા માટે રહું? જ્યારે નાગ શીયળ ઉપર વાત આવી ગઇ છે ત્યારે હું ચુપ કેમ બેસી રહું, તમોએ મને દગા ફટકાથી બોલાવી છે માટે હું બુમો પાડીશ અને આખી વાલીને જગાડી મારી મદદે બોલાવીશ."

'પ્રથમ તે બુમો પાડીને પરિણામ જોઇ લીધુ?" રાજા બોલ્યો–" માટે નાહકના ટાડેલાં મુકીને મારી મરજીને તાબે થા–જો હું તને મારી રાણી બનાવીને રાખીશ. અને દુન્યાની બધી એશ આરામની વસ્તુઓ પુરી પાડી જીદગીની દરેક મોજમજાહનો સ્વાદ ચખાડીશ"

"નહિ, મારે કાંઇ ન જોઇએ."

"જો સમજીજા? તારી બુમો કોઇ નહિ સાંભળે તેમજ તારી મદદે પણ કોઇ નહિ આવે"

"નહિ કેમ આવે? મારી મદદે મારો ખુદા આવશે તે, મને તમારા પાપી પંજાથી છોડાવશે"

"સે હવે રહેવા દે, ખુદાને શી ગરજ પડી છે કે તે મદદ કરશે?"

"કેમ નહિ કરે? યુવતીમે હીમ્મતથી કહયું " મારી અસમતને તેજ બચાવશે તે સર્વે જગ્યાએ હાજર નાજર છે. માટે મારે તેનો ભરૂસો રાખવો જોઇએ."

"અસમત મસમતને નાંખ ચુલામાં અને હુ જે કહું છું તે માનીજા."

"નહિ, અસમત ખરેખર મહગુણી સ્ત્રીનો શણગાર છે. અસમત નથી તો કાઇએ નથી માટે જાઓ જાઓ."

"નહીં હવે તો ધીર રહેતી નથી" આટલું કહી રાજાએ યુવતીનો હાથ પકડયો એટલે યુવતી પોતાનો હાથ મુકાવતાં બોલી–

"હાય મને મુકી દો; તમારો નાપાક હાથ મારા પાક હાથને ન અડાવો. હું બુમો પાડીશ અને આખી ચાલીને જગાડીશ."

"તારી બુમોની દરકાર નથી ચાહે તેટલી પાડયા કર, આજે તો હુ નહીં મુકુ આડ આડ દીવસ થયા સમજાવુ છુ પણ તું લગારે હઠ મુકતી નથી માટે બપ આજે તો ફેસલોજ છે."

"નહીં નહીં ખુદા ખાતર નહીં આજે તો નહીં" લગાર ચોંકીને ફરી બોલી "આજે શુ? પણ કોઇ કાળે નહીં, આ જીંદગીમાં તો નહીં, નહીં, નહીં."

"તારીં નહીં અને મારી હા–હવે જોઇએ બેમાં કોણ હારે છે?" રાજાએ યુવતીના હાથને આટલુ કહી ઝટકો આપ્યો અને બાથમાં લેવો ચાહતોજ હતો કે યુવતીએ સમયનો સોચ કરી ફરમરીને કહ્યું

"આજની મુકદ્દસ રાતનો વિચાર કરો. રમઝાન મુબારકની વીદાયગીરીની રાત. આહ ! આજે જવા દો. તમોને હાથ જોડીને કહુ છું કે આજે જવા દો."

"મારે તો બધી રાતો સરખી છે મારા મનથી તો રોજ ઇદ અને રાત શબબરાત છે પણ" રાજાએ લગાર વિચાર કરી કહ્યું. "જા તને એકજ રાતની મોહલત આપું છું કાલે ઇદની ખુશહાલી તારી સાથેજ ઉજવીશ."

રાજાએ યુવતીને મુકી દીધી અને ફરી પાને ટેબલ ઉપરના ઘંટને વગાડ્યો એટલે તરતજ પરદા પડેલા દરવાજામાંથી ત્રીસ પાંત્રીસ વરસની વયનો એક યુવાનીયો અંદર દાખલ થયો, જેને જોઇ રાજાએ કહ્યું.

"રતીલાલ ! આ હઠીલી આજે પણ માનતી નથી ને જ્યારે જબરદસ્તી કરી ત્યારે કાલના વાયદાપર રાજી થઇ છે."

"બાળક છેને ? તેથી ગભરાતી હશે" રતીલાલે રાજાના કાનમાં કહ્યું. "ક્યાં જવાની છે આજ નહીં તો કાલે ? આપ ક્યાં આનાજ ઉપર બેસી રહ્યા છો પેલી સીતારામ બીલ્ડીંગવાળા મકાનમાં આવી પોહચી છે, માટે આજની રાત ત્યાં પધારો, પછી કાલે આને જોઇ લઇશુ."

"ઠીક ત્યારે લાવ મારી ટોપી"

રતીલાલે ખીંટી ઉપરથી રાજાની ટોપી આપી જે લઇને રાજા જે દરવાજામાં ઉભો હતો તે દરવાજા તરફ આવ્યો એટલે તરતજ હું દરવાજાની બાજુવાળી કોટડીમાં સંતાઇ ગયો. રાજા અને રતીલાલ દરવાજાની બહાર જઇ બહારથી તાળું વાસી સીડી ઉપરથી ધબ ધબ કરીને નીચે ઉતરી પડયા તે વખતે મને મારી હાલત ઉપર બહુજ અફસોસ થયો, અને તે સાથેજ હું મારા મનમાં કહેવા લાગ્યો કે રસ્તે જતાં આ નકામી બલા માથે હોરી લઇ મફતમાં કેદ થયો પણ તે સાથેજ યુવતીની કઢંગી હાલતનો વિચાર આવતાંજ હું આ જગ્યાએ કેદ થવાને બહુજ લાભકારી સમજયો. આ વિચારોના ઉલટફેર થઇ જવા પછી હુ ઓરડીની બહાર નીકળ્યો અને યુવતીવાળા હોલના દરવાજા પાસે ઉભો રહી ફાટમાંથી જોવા લાગ્યો.

યુવતી વિખરાયલા વાળે ખુરસી ઉપર માથું નમાવી પડી હતી અને તેની આંખોમાંથી ચોધાર આંસુઓની ધાર વહેતી હતી તેણીએ ખુરસી ઉપરથી માથુ ઉઠાવી પોતાના વાળને ઠીક કર્યાં અને ઓઢણું ઓઢી ઝટ તેણે પરદાના અંદરવાળા દરવાજાને સાંકળ દીધી અને પછી હું ઉભો હતો તે દરવાજાની તરફ વળી, મેં જોયું કે તે બહાર આવતી હશે તેથી હું ખસી ગયો. હા, તે બહારજ આવી અને મોટા દરવાજાને અંદરથી સાંકળો વાસી પાછી પોતાના રૂમમાં ચાલી ગઇ અને ફરી ચોધાર આંસુએ પલંગપર બેસી બોલી.

"ઓ ખુદા! તું મને આ પાપીના પંજામાંથી બચાવજે. ઓ પરવરદિગાર! તું મને સહાય કરજે. મારૂં આ વખતે કોઇ નથી,

હું એકલી છું પણ ખુદા મને તારો ભરૂસો છે. મને મારા જીવની લગારે પરવા નથી પરંતુ અસમતની ભારે ચિંતા છે. હાય મારે ઘેર મારી શોધ થતી હશે, મારી માંએ રોઇ રોઇને મારા સારૂ પોતાની આંખો સુઝાડી દીધી હશે, અને મારા પિતાએ શોધ કરવામાં કાંઇ મણા નહિ રાખી હોય' મારી બહેનોએ મારી માનો અને ભાઇઓએ પીતાનો સાથ દીધો હશે."

"હાય ' તે કેવી અભાગણી ઘડી હતી અને કેવો દુષ્ટ વખત હતો કે હુ મારે ઘેરથી ફોઇને ત્યાં મુકદદસ રમઝાન મહીનાની એકવીસમી તારીખ હોવાથી મજલીસમાં જવા સારૂ નીકળી હતી, મને શી ખબર હતી કે મારા ઉપર આવી વિપતીઓ પડશે, મને શુ માલમ હતું કે મારી અસમતના મારે રાજાએ ચાર ચાર પાંચ પાચ માણસો મુકરર કરેલા છે. '"

"ઓ ખુદા ' હું મારા પ્રાણની બીલકુલ પરવા કરતી નથી પણ મારા પ્રાણથી વધારે પ્યારી અને જીવથી વધારે વ્હાલી અસમતની પરવા કરૂ છું ઓ ખુદા ' તું મને મારૂં શીયળ ભંગ થતા પહેલાં આ જહાનથી ઉપાડી લેજે અને પાપીણી બનતા અટકાવજે."

"ઓ ખુદા ' મે તારા એવાતે શું પાપો કરયા છે કે તેં મને આ દુષ્ટને પંજે ફસાવી. નહિ નહિં તાહરો કાંઇ વાંક નથી, વાંક મારા કીસમતનો અને ભાગ્યનો છે. તુંજ મને બચાવશે અને

આ પાપીના પંજાથી મુકત કરાવશે પણ હાય હું કેવી રીતે મુકત થઇશ ! દુષ્ટ જાએ છે તે વખતે દરવાજાને બહારથી તાળું વાસે છે અને બારીઓને બહારથી સાંકળો ચઢાવી દે છે, તેથી એકે માર્ગ નાસી જવાનો રહેતો નથી.”

“ અરે તે જરૂર કાલે આવશે અને ફરી મને સતાવશે માટે મારે ઉગરવા રસ્તો શોધી કાઢવો, પણ એકે રસ્તો એવો નથી કે જેથી હું ઉગરી શકુ, હા એક રસ્તો છે કે હું આપઘાત કરી મારો પ્રાણ કાઢું પણ આપઘાત કરવાનીએ કોઇ ચીજ નથી પણ આ પરદાની રસી છે તે વડે ગળે ફાંસો ખાઈ મરી જાઉ અને આ પાપમય કૃત્યથી બચું મ્હારૂ પવિત્ર ઇસલામ હરામ મોહોતે એટલે આપ ઘાત કરી મરતાં અટકાવે છે તેથી એ કારય પણ ન કરવું જોઇએ.”

“ઓ ખુદા ! હવે તુંજ મહારી સહાય કર, ન્હાસવાનો રસ્તો નથી તેમ આપઘાત કરતાં તાહરો પાક મજહબ રોકે છે તો હવે મારે શુ કરવું જોઇએ ? ”

તે યુવતી પોતાના મનમાં આવા તરગો અને વિચારો કરતાં પલંગ ઉપર બેઠી અને પછી વિચારોના વમળમાં ગોથાં ખાતી સુઇ ગઇ પણ હજી નિંદ્રાને વશ થઇ નહોતી, તેટલી વારમાં મેં મારા મનમાં નકકી વિચાર કર્યો હતો કે આ બાળાને જરૂર મારા જીવના જોખમે પણ આ પાપમય કૃત્યથી અટકાવવી જોઇએ. તેથી હું,

રૂમનું બારણું ઉઘાડી રૂમમાં દાખલ થયો. બારણાંનો અવાજ થતાંજ તે યુવતી ચોંકીને પલંગ ઉપર બેઠી થઇ ગઇ અને મારા તરફ મોઢું કરી બોલી.

"તમે કોણ?"

"માણસ"

"માણસ છો, એતો મે જોયું, પણ કેમ આવ્યા છો અને ક્યાંથી?"

"તમારી સહાય કરવા"

"શું તમો મને આ દુઃખમાંથી છોડવશો?" આનંદથી અજબ થતાં યુવતી બોલી

'હા, મારા જીવના જોખમે" મે છાતી ઉપર હાથ મુકી બરોસો આપતા કહ્યું.

"શી ખાત્રી?"

"મારૂં વચન!"

"મને બીક લાગે છે કે તમે પણ તે પાપીના જેવા ન હોવ!" યુવતી શંકા કરતાં બોલી.

"બહેન! હું તેવો નથી."

"શું, તમો મને બહેન ગણો છો?"

"હા, સગી બહેન કરતાં પણ વધુ!"

"ત્યારે ઓ ભાઇ! મને મદદ કરનાર ગેબી ફીરસ્તા! મારું કહો કે તમે કોણ છો?" આનંદમાં આવી જઇ યુવતી પોકારી ઉઠી.

"હું તમારો ધર્મભાઇ છું, તે કરતાં વધુ હાલ નહિ બતાવું, જે વખતે તમોને તમારા માતપીતાની મેળવીશ તે વખતે સઘળું ખુલાસો કરીશ."

"શું તમો બધી વાતથી માહીતગાર છો?"

"હા હું અહિં આવીને માહીતગાર થયો છું"

"ત્યારે ઓ વ્હાલા ભાઇ! મને જલ્દી આ દોઝખ રૂપી ઘરમાંથી મુક્ત કરાવો"

"સબુર કરો, સબુરીનાં ફળ મીઠાં છે"

"સબુર કરવાથી મારો જીવ જશે."

" ગભરાવો નહિ જ્યાં સુધી મારો જીવ છે ત્યાં સુધી તમોને કાંઇ આંચ નહિ આવે જ્યારે મારો જીવ જશે, ત્યાર પછી તમારો ખુદા માલીક છે. "

આ સવાલ જવાબ કરી હું ખુરશી ઉપર બેસી ગયો, અને યુવતીના માતપીતા અને ઠેકાણા વીશે પુછ્યુ તેણીએ પોતાના માતપિતાના નામ કહયા એટલે મેં તરત તેને ઓળખી, કેમકે તે મારા એક મિત્રની બેન હતી અને મુંબઇથી સો માઇલ દુર આવેલા એક શહેરની રહેનાર હતી.

વાંચકો ! તમોને તે યુવતીના માબાપનું નામ નહી બતાવુ કે તે કોણ છે? અને કયાં રહે છે? અને શુ ધંધો કરે છે, જ્યારે તે યુવતી પોતાની કહાણી પુરી કરી રહી ત્યારે મે તેણીને કહ્યુ બહેન હવે તમે સુઇ રહો સવારમાં તમોને હુ આ ઘરમાંથી મુકત કરાવીશ. આ સાંભળી યુવતીએ કહ્યું.

" અરે સવારમાં તો રતીલાલ ખાવાનુ લઇને આવશે એટલે તમને જોશે તો વળી નવી આફતમાં આવવું પડશે માટે હાલ તરત મને અહિંથી લઇ જાઓ "

" અત્યારે હુ કેવી રીતે તમને મુકત કરાવી શકું? બહારના દરવાજાને તાળુ છે તેમ કોઇ રસ્તો એવો નથી કે જ્યાંથી તમોને બહાર લઇ જાઉં ! માટે અત્યારે તો સુઇ રહો, હું સવારમાં જરૂર

મુક્ત કરાવીશ. અત્યારે તમે કોઇ વાતની બીક રાખતાં નહીં અને મને સગો ભાઇજ સમજજો, તમે તમારે ખુશીથી પલંગ પર સુઇ રહો હું ઇઝી ચેરપર સુઇ રહીશ." આ સંભળી યુવતી પલગ ઉપર સુઇ રહી અને હું ઇઝી ચેર પર પડયા પડયા વિચાર કરવા લાગ્યો કે હવે કેવી રીતે તેણીને અહિંથી મુક્ત કરાવું? અગર સવારમાં મને રતીલાલ જોઇ લેશે તો નકકામી પચાતમાં પડવું પડશે, આવી રીતે વિચારમાં હતો કે એક યુકતી હાથ આવી ગઇ, એટલે તરતજ તે યુકતી યુવતીને સમજાવી દીધી અને નિરાંતે હું ઉંઘમાં પડયો.

સવારના પાંચ વાગે યુવતીએ મને ઉઠાડયો અને કહ્યું "ભાઇ મોઢું ધોઇ લો ! બરાબર છ વાગે રતીલાલ આવશે" મે દાતણ પાણી કરી લીધુ એટલે યુવતીએ મને રૂમમાં એક કબાટ પાછવાડે સતાવાને કહ્યુ એટલે મે કહ્યું "જયારે રતીલાલ આવશે તે વખતે હું સતાઇ જઇશ." આખરે છ વાગ્યા અને દરવાજો ઉઘાડવાનો ખડખડાટ થયો એટલે તરત હું કબાટ પાછળ સતાઇ ગયો, રતીલાલનો અંદર આવતો જોઇ યુવતી મારા શીખવ્યા પ્રમાણે પલગ ઉપરથી ઉઠી અને આવો રતીલાલ કહી તેને ખુરસી ઉપર બેસાડયો

"કેમ આજે કાંઇ મારા સારા ભાગ્યે તમે ખુશી દેખાવો છો."

રતીલાલા યુવતીની ફેરવાયલી હાલત ઉપર અજબ થતાં પુછયું.

"હવે ખુશી ન થઇએ તો શુ કરીએ. કાંઇ ખુશી થયા વીના છુટકો છે.'

"શાબાશ ! હવે તમે સમજદાર ખરાં. લો આ નાસ્તો કરી લો હું હમણાંજ રાજા સાહેબને ખબર આપું છું કે તમે રાજી થયા છો."

"ના હમણાં નહિ, જરા થોભી જાવ મારું કહેવું સાંભળી લ્યો."

"ખુશીથી કહો"

"મારાં લુગડાં મારી ગરીબ સ્થિતિનાં જેવાં છે અને રાજા મોટા અમીર માણસ છે માટે મ્હારે આજે રાજા સાહેબની સામે રેશમી લુગડાં પહેરીને બેસવું જોઈએ વળી આજે ઇદનો શુભ તહેવાર હોવાથી હું જૂનાં લુગડાંમાં રહું એ પણ ઠીક નહી માટે તો અત્યારે હાલ રેશમી લુગડાં વાળાને અને દરજીને તાબડતોબ બોલાવી લાવો કે હું મારા પસંદનું લુગડું ખરીદું અને દરજીને આપું કે તે સાંજ સુધી તૈયાર કરી આપે"

"હા બહુ સારું અત્યારેજ હું રાજા સાહેબના કાપડવાળાને અને દરજીને બોલાવી લાવું છું, એટલે તમે તમારી મરજી મુજબ લુગડું ખરીદ કરજો અને સીવડાવજો."

મોતીલાલ આટલું બોલી ઘરની બહાર ગયો એટલે યુવતીએ તરતજ દરવાજાની અંદરની સાંકળ દઈ દીધી એટલે મેં કબાટના પછવાડેથી બહાર નીકળી યુવતીને કહ્યું ' તમે બેસો હું ગાડી

લઈને આવું છું" આટલું કહી હું સડકપર આવ્યો. ભાગજોગે એક ખાલી વીકટોરીયા જતી હતી તેને બોલાવી અને બહાર ઉભી રાખી હું ઉપર આવ્યો અને યુવતીને એકદમ ચાદર ઓઢાડી ઘર ઉઘાડું મેલી નીચે ઉતરી પડયો ચાદર ગાડીને બાંધી યુવતીની સાથે હુ પણ સામેની બેઠક ઉપર બેઠો અને ગાડીવાલાને પરેલ તરફ જવાનું કહયું ગાડી ધમધમ કરતી અર્ધા કલાકમાં પરેલરોડ ઉપર જે. જે. હોસ્પીટલની પાસ ઉભી રહી એટલે હું યુવતીને લઈને મારા મકાન ઉપર ગયો. હુ ઘરમાં એકલો રહેતો હોવાથી કોઈ બીજુ ન હોતું તેથી યુવતીને ઘરમાં બેસાડી અને ગાડીવાલાને પેસા આપી વિદાય કર્યો. જે વખતે યુવતીને પુરેપુરી ખાત્રી થઈ ગઈ કે હવે હુ મુક્ત થઈ છું તો મારા બહુજ ઉપકારો માનવા લાગી અને દર વખતે કહેવા લાગી કે 'ભાઈ તમે મદદ ન કરી હોત તો મારૂં શુ થાત?"

મેં તે બાદ ઘડીઆળ જોઈ તો સાડા સાત થયા હતા. એટલે તેજ વખતે મેં મારા ઘરનો બંદોબસ્ત કરી યુવતીને લઈ સ્ટેશન ઉપર ગયો. અને રેલમાં સવાર થઈ બપોરના બે વાગે યુવતીના મકાને પહોંચ્યો. ઈદનો મુબારક દીવસ હોવાથી ઈસ્લામી આલમમાં ભારે ખુશાલી થઈ રહી હતી, પણ માત્ર યુવતીના કુટુંબમાં ઈદના મુબારક દીવસે મોહરરમથી વધુ શોક ફેલાયો હતો પણ મારા જતાંજ તે શોક આનંદમાં ફેરવાઈ ગયો. તેના માબાપ અને ભાઈ બહેનોએ હર્ષના આંસુઓથી મારો આભાર માન્યો. યુવતીએ પોતાના કરમની કથા કહી સંભળાવી જે સાંભળી સર્વ કોઈ રાજાના નામપર ધિક્કાર અને મારા માટે દોઆઓનો વરસાદ વરસાવવા

લાગ્યા. મેં તેજ વખતે મુબઇ ફરવાની રજા માંગી પણ મને એક દીવસ વધુ રોકયો. બીજે દીવસે હું રાતની ટ્રેનમાં મુંબઇ જવા ઉપડી ગયો. ઘેરથી વિદાય થતી વખતે યુવતીએ એકાંત લાગ શોધી મને કહયું

"ભાઇ! મને ભુલી ન જતા હમેશાં યાદ રાખજો."

આ કહેતાંની સાથેજ તેણીના દીલમાંથી એક ઝીણી હાય નીકળી ગઇ.

હું મુબાઇ આવ્યો અને મારા કામકાજમાં ગુંથાયો, પણ દર વખતે યુવતીના વીચારો મનમાં ઘોળાયા કરતા હતા. વિદાય થતી વખતે કહેલા શબ્દોના ભણકારા સંભળાતા હતા. એકે પળ તે સુંદરીની યાદ વિના જતી નહોતી. એમ કરતાં છ માસનો ગાળો વીતી ગયો. એક દીવસે સવારમાં હુ બેઠો હતો તેટલામાં તે સુદરીના ભાઇનો નીચેનો કાગળ મને મળ્યો,

"તમોએ મ્હારી બ્હેનને જે દુઃખના દરીયામાંથી ડુંબતી બચાવી છે અને માત્ર હમદર્દીથીજ જે મહેરબાની કરી છે તેનો બદલો હુ તથા મારા માબાપ અને કુટુંબીઓ કોઇ પણ રીતે વાળી શકતા નથી, પરંતુ તમારી બહાદુરી, નેક નીય્યતી અને સાફ દીલી જોઇ મારી તેમજ મારા વડીલોની એવી મરજી છે કે તમારા આભારોના એક અદના બદલા તરીકે મ્હારી બેહેનને તમોને અર્પણ કરી દુઃખ સુખની ભાગ્યણ બનાવીએ. આશા છે

કે તમે આ અદના અરજને સ્વીકારશો. વળી અત્યારે આ લખી દેવું અયોગ્ય નહીં ગણાય કે મ્હારી અને મ્હારા વડીલોની આ મરજીને મ્હારી બેહને બહુજ આનંદની સાથે સાંભળી ખાસ પસંદગી બતાવી છે. લી.

સ્નેહાધીન.

આ પત્ર વાંચી મ્હારા આનંદનો પાર રહ્યો નહીં કેમકે હું તે સુંદરીના સૌંદર્ય અને સીરતનો સેવક બની ચુકયો હતો તેથી તરતજ નીચેનો જવાબ લખ્યો.

"મેં મ્હારી ફરજ બજાવ્યા કરતાં કઇ પણ વધુ કર્યું નથી. હુ મ્હારા મોરટા ખુશનસીબ સમજું છું કે તમારી બહેન જેવી અસમતદાર બાનુ મારી દુઃખ સુખની ભાગ્યણ બને. પરંતુ હું મારા વડીલોની રજા સિવાય એકે ડગલું ભરી શકતો નથી જો કે તેઓ મને આ કામમાં ના પાડશે નહીં તો પણ તેઓની મરજી પુછવી મારી ફરજ હોવાથી આજે તેઓને લખુ છુ. જવાબ આવેથી તરત ખબર આપીશ.

લી. તમારોજ.

મારા વડીલોએ મારો પત્ર જોઇ મને દેશમાં બોલાવ્યો અને ફરી તે સુદરીની હકીકત સાંભળી લગ્નના માટે રજા આપી. વાંચકો તે બાદ આવતી ઇદના શુભ દીવસે હું તે સુંદરીની સાથે લગ્ન ગાંઠથી જોડાયો.

* * * * * * * *

આજે લગ્નને પાંચ ઇદ વીતી ચુકી છે હુ જે. જે. હોસ્પીટલના નાના મકાનને સલામ કરી ભાયખલા સ્ટેશનની પાસે બંગલામાં રહેવા ગયો છું. અને અત્યારે સારી આવકનો ધણી હોવા ઉપરાંત બે ગુલાબ જેવા બાળકોનો બાપ પણ થયો છુ ગયા વરસની ઇદના દીવસે મેં મારા મોટા દીકરાને પાસે બેસાડી મારી પાંચ વરસ અગાઉની હકીકત કહાણી રૂપે સંભળાવી કહયું કે "બેટા આજના ઇદના શુભ પ્રસંગે તારી માને હુ મેળવવા પામ્યો છું તેથી તારી માતો મારા માટે "ઇદની એક અનમોલ ભેટ" થઇ પડી છે"

આ કહેની વખતે મારી નજર મારી વ્હાલી સુંદરીના તરફજ હતી જોકે તે વખતે મારા ઓળખીતાઓને ઇદના ટાંકણે રંધાતી સેવ તથા શીરખુરમો મોકલવાની ગરબડમાં હતી, પણ મે ઉપલા શબ્દો કહયા તે વખતે તેણીનું સઘળુ ધ્યાન મારી તરફજ રોકાયું હતું તેથી ઉપલા શબ્દો સાંભળતાજ તેણી મારી પાસે આવતાં બોલી. "ઇદની એક અનમોલ ભેટ" તમે છો કે હું છું તે તો પરવર દિગાર સારી પેઠે જાણે છે આ સાંભળી મે તેણીનો હાથ પકડી પાસે કોચ ઉપર બેસાડી કહયું મારા માટે તો "ઇદની એક અનમોલ ભેટ" તમ છો જો તમે ન હોત તો આ ગુલાબ જેવા જોડીઆ હું કયાંથી મેળવવા પામત!" મારી વ્હાલીએ વ્હાલથી નાના બેટાને ચાંપતાં કહયું "મોટાને તો તમે મારી કહાણી કહી હવે નાનાને પણ બે વરસ પછી સંભળાવજો.

આ સાંભળતાંજ મ્હારા વ્હાલા વાંચકો મેં વ્હાલમાં આવી મ્હારા ગુમેગુનાહ બેટીલાઓને પ્યાર કરવાની મારી "ઇદની એક અનમોલ ભેટ" ને પણ એક હેત બન્યુ.. ખતમ કર્યું.



પ્રખ્યાત અને ઘેર ઘેર વંચાતી.

# જંગે ત્રીપોલી

અથવા

# ઇટાલીયન ટર્કીશ લડાઇ.

નામની અતી મનહરણ વાર્તા શુ તમોએ વાંચી નથી ? જો ન વાંચી હોય તો તરતજ એક પોસ્ટ કાર્ડ લખીને મંગાવી લ્યો. ફક્ત બાર બાર આનામાં તેનો એક એક ભાગ મળે છે અને ચારે ભાગ રૂપીઆ ત્રણમાં વેચાય છે. પોસ્ટેજ ખર્ચ ચારે ભાગના ચાર આના વધુ થશે.

## તેમાં શું છે? તે તમો જાણો છો?

## ના.

જાણતા હોયતો દરેક ભાગમાં આવેલી હકીકતોના સાંકળીઆ વાંચો.

## ભાગ પહેલામાં આ વાંચો.

લડાઇનું અલટીમેટમ, લડાઇમાં જવાની ઇચ્છા, ત્રાગસમુગ્ર ગા અથવા ત્રીપોલી, બાએ આલી, આલપસ પહાડની તળેટી,

અગત્યની આજ્ઞાઓ, દોલમા બાગચા, તુરકી તારપેડોની હીલચાલ, ગાઝી અનવરએ, ઇટાલીયન માંગણીઓનો અનાદર, જીવ કુરબાન કરવાનો કરાર, ઇબ્રાહીમ અસીર, જંગી કાઉન્સીલ, ફેરોની મુલાકાત, ખોટા પરિણામની શરૂઆત, અલ અમાન, અલ હફીઝ, સેનસર શીપ, નાદિરશાહી હુકમ, બેતાબ બાળા, ઇમામુલ યમન યહેયા ઝેદી.

## આતો પહેલા ભાગનું સાંકળીયું થયું

## હવે બીજા ભાગમાં વાંચો

ઇટાલીયનો વિરૂદ્ધ મીસર વાસીઓ, કુરબાની, આંધળે બહેરૂં કુટાયું, બાહોશ તુરકી અમલદારો, ત્રીપોલી જવાની તઇયારી, ફરી બેહોશ થયો, સમુદ્રની સહેલગાહ, ખરી બેર ખ્વાહી, અણધારી આફત, ખુનનુ કાવતરૂ, બે નવા દોસ્તો, યક નશુદ દો શુદ, મદદના ફિરીશતાઓ, અસગર, પાસેરામાં પહેલી પુણી, તેજ પુરાણી સેનસર શીપ, હેં આ શુ થયુ ?

## બીજો ભાગ વાંચ્યા બાદ

## ત્રીજા ભાગને વાંચો

બહેદુ ફી સબીલિલ્લાહે, દુઃખી દાસ્તાન, હમદર્દીનો જોશ, લશ્કરી ઇસપીતાલ, પાર્લામેન્ટની બેઠક, ભેદ ભરેલી હિલચાલ, કામની વ્હેંચણી, શયતાનને ઘેર વલી, અરબોની મહેમાનદારી, જુલમી ઇનસાફ, બાદશાહી ખાણું,

# ત્રીજો વાંચી રહ્યા એટલે હવે ચોથા ભાગને જુઓ

મુંગાફેગામાં અંધેરો, ખુબ ગુઝરેલી અને મિસ ગેડેગે, દીવાને દો, અધપંથી પ્રેમીઓ, સુંદર મેહમાન, ખતગાળી. મુફાખરાની તૈયારી, મજાક દોરી પીતાનો દેશ ભક્ત પુત્ર, ભયંકર આરોપ, નહાસ-પાની તૈયારી, ઇટાલીયન દાવાની દલીલ, સુરી વચ્ચે સોપારી,

## આ ચાર ભાગ વાંચી રહ્યા બાદ

તમે આ રસીલી લડાયક વાર્તા માટે શુ મત ધરાવો છો તે લખી જણાવજો. ત્રીજા અને ચોથા ભાગોમાં

૧ શેખ સનોર્સનો વાવટો

૨ નામદાર અનવર પાશા

૩ તરકીશ તોપખાનાનું લશકર

૪ હીઝ એકસેલન્સી હસનપાશા

ના સુંદર ફોટો ઉંચા આર્ટ પેપર ઉપર આપ્યા છે.

લગભગ સાડા ચારસો પાનાના દલદાર પુસ્તકના ચારે ભાગની કીમત ફક્ત ત્રણ રૂપીઆ છે. તરતજ મંગાવો.

# નિઝામી ગ્રંથ માળા.

હાલમાં અમારા તરફથી નિઝામી ગ્રથ માળા બહાર પડવાની શરૂઆત કરવામાં આવી છે. પહેલા નંબર તરીકે

## મઝહબી નોંધ પોથી

બહાર પાડવામાં આવી છે જેની કીંમત એક આનો રાખી છે તેમાં ઇસલામ મઝહબને લગતી બધી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. દરેકે દરેક ઇસલામીએ આ પુસ્તક પોતાની પાસે રાખવુ જોઇએ વળી ગ્રથ માળાના બીજા નબર તરીકે

## ફાકામાં રોઝો

નામની ઇ સ. ૧૮૫૭ ના બળવાના ભોગ બનેલા દીલ્હીના બાદશાહી કુટુબને લગતી એક દર્દ ભરી દુખી કહાણી છે. જે વાંચવાથી ચઢતી પડતીના ચિતારનો નકશો આંખો આગળ આવી જાયછે. કીંમત એક આનો ત્રીજા નંબર

## ઇદની એક અનમોલ ભેટ

નામની અતી દીલચસ્પ અને ભેદ ભરી વાર્તા છે. જે એક વખત શરૂ કર્યા પછી પુરી કીધા વિના ચેન પડતું નથી. કીમત બે આના ચોથા નબર તરીકે

## અમારા નબી

નામનું અતી જરૂરી અને ઇસલામ ઉપયોગી પુસ્તક બહાર પડશે જેમાં હઝરત રસુલે અકરમ સલ૦ ની મુબારક જીંદગીનો જરૂરી એહવાલ સાદી અને સરળ ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યો છે કીમ્મત બે આના.

એ ઉપરાંત નિઝામી ગ્રથમાળાના બીજા નંબરો પણ લખાઇ રહયા છે તૈયાર થયેથી ખબર આપવામાં આવશે.

**નિઝામીયા બુક ડેપો, પાંચપટી-અમદાવાદ.**

૫

# જંગે ત્રીપોલી

વાંચ્યાં બાદ અગર કોઈ પણ વાર્તા વાંચવાની

જરૂર પડે તો તે

# બાલકન લડાઇ

ને લગતીજ વાર્તા હોવી જોઇએ. બાહોશ ઇસ્લામી લેખક મી. નિઝામુદ્દીન કુરેશીએ પ્રખ્યાત જંગે ત્રિપોલી નામની વાર્તાના ચાર ભાગ લખવા પછી ચાલુ સમયની બાલકન લડાઇના કેટલાક બનાવોને

# વફાદાર સુફીઆ

નામની અતી દીલચસ્પ વાર્તાના રૂપમાં લખ્યા છે. જેવી રીતે જંગે ત્રીપોલી વાંચકોનો ચાહ મેળવવા પામી છે તેવીજ રીતે આ વાર્તાએ પણ દરેકે દરેક વાંચકનું મન હરણ કરવામાં ફતેહમંદી મેળવી છે. કીમત માત્ર આઠ આના પોસ્ટેજ જુદું.

નિઝામીયા બુક ડેપો.

પાંચપટી—અમદાવાદ.